

# श्रीसामवेदीय रुद्रपूजादि

( સામવેદીય રુદ્રપૂજા, રુદ્રી, પુરુષસૂક્ત ને બ્રહ્મયજ્ઞ )

## સ્વર, ભાવાર્થ અને વિધિસહિત


યોજક :

બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્ નથુરામશર્મા

બીલખા-કાઠિયાવાડ



પોતાના પુત્ર રામલાલના યજ્ઞોપવીતપ્રસંગે દ્વિજોને

પડતમૂલ્યે આપવા પ્રકટ કરનાર:

ત્રિકમલાલ મથુરભાઇ ત્રિવેદી-ભીમટીયા

કપડવંજ-ગુજરાત

પડત મૂલ્ય રૂ. ૦-૪-૦



# શ્રીસામવેદીય રુદ્રપૂજાદિ

( સામવેદીય રુદ્રપૂજા, રુદ્રી, પુરુષસૂક્ત ને બ્રહ્મયજ્ઞ )

## સ્વર, ભાવાર્થ અને વિધિસહિત


યોજક :

બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્ નથુરામશર્મા

બીલખા-કાઠિયાવાડ


પોતાના પુત્ર રામલાલના યજ્ઞોપવીતપ્રસંગે દ્વિજોને


પડતમૂલ્યે આપવા પ્રકટ કરનાર:

ત્રિકમલાલ મથુરભાઇ ત્રિવેદી-ભીમડીવાળા

કપડવંજ-ગુજરાત

પ્રતિ ૧૫૦૦ શક ૧૮૫૩

સં. ૧૯૮૭ સન ૧૯૩૧

પડત મૂલ્ય રૂ. ૦-૪-૦

# અગત્યનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ४ | ५ | र<br>योत्रि | र<br>योनि |
| ५ | ४ | २ र<br>हाउ | २२<br>हाउ |
| ५ | ५ | २ र<br>हाउ | २र<br>हाउ |
| ५ | १० | ५र २<br>औहोवा | ५र र<br>औहोवा |
| ९ | १९ | २ १<br>युनजा | २ १<br>युनज । |
| १४ | ११ | २३ | ०<br>२३ |
| १८ | ९ | १ र २<br>यत्पार्या | १ र र<br>यत्पार्या |
| ४२ | १६ | ઉપયોગ | ઉપયોગ |
| ५८ | १ | २र१ २१<br>एतदमृतं | २र१२१<br>एतदमुतं |
| ५८ | ८ | १<br>इडा | १<br>इडा |
| ६५ | ९ | १<br>होयि | १<br>होयि । |
| ६६ | १५ | ५र र<br>आमंद्रग ा । | ५र र<br>आमंद्ररा । |
| ६९ | ७ | वांत्सखिभ्या: | वांत्सखिभ्या: । |
| ७१ | १ | औहोवा ] | औहोवा |
| ७२ | १० | હવિપથી | હવિપ્થી |
| ७३ | १४ | કર્મેદ્રિયો | કર્મે દ્રિયો |

મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય રાયખડરોડ અમદાવાદ.
મુદ્રક : ગજાનન વિ. પાઠક

ॐ

# ઉપોદ્‌ઘાત

રુદ્ અને દ્ર મળીને રુદ્દ્રશબ્દ થયો છે. રુદ્ એટલે મનુષ્યાદિને રોવરાવનાર–દુઃખ આપનાર–અવિદ્યાદિ ક્લેશોને, ને દ્ર એટલે દ્રાવયતિ–વિનાશયતિ–પોતાના સાક્ષાત્કારવડે નિવૃત્ત કરે છે તે રુદ્દ્ર એટલે બ્રહ્મ. દેવોને પરોક્ષનામ પ્રિય છે તેથી બ્રહ્મનું રુદ્દ્રને સ્થાને રુદ્ર એવું પરોક્ષનામ વેદાદિમાં પ્રચલિત છે.

શુક્લયજુર્વેદીય દ્વિજોને રુદ્રના આરાધનમાટે અષ્ટાધ્યાયી રુદ્રી છે, ને ઋગ્વેદીઓને માટે રુદ્રાધ્યાય છે, પણ સામવેદીય દ્વિજોને રુદ્રના આરાધનમાટે તેવી રુદ્રી નથી. તે ખોટ પૂરી પાડવા શ્રીયુત **પ્રભાશંકર ત્રિકમજી**એ સામવેદીઓના શિષ્ટાચારને અને જૂની પદ્ધતિઓને અનુસરી **સામવેદરુદ્રી** અથવા **સામવેદ-રુદ્રજાપ** એવા નામનું નાનું સંસ્કૃત પુસ્તક સ્વરસહિત પ્રકટ કરાવેલું છે. કલકત્તાવાળા શ્રીયુત **સામશ્રમી**એ પણ કેટલાંક સામગાનો સ્વરસહિત પ્રકટ કરેલાં છે. આ પુસ્તકમાં રુદ્રપૂજામાં તથા રુદ્રી આદિમાં આવતાં સર્વ સામગાનો સ્વરસહિત આપ્યાં છે, ને તેનો ગુજરાતી ભાવાર્થ **સાયણ**ભાષ્યાદિને અનુસરીને આપ્યો છે. રુદ્રપૂજાનો વિધિ સંસ્કૃતમાં નહિ આપતાં ગુજરાતીભાષામાં આપ્યો છે કે જેથી સાધારણ સંસ્કૃત જાણનારને વા સંસ્કૃત નહિ જાણનારને પણ તે ઉપયોગી થાય.

“**एकं सद्विप्रा बहुधा वदन्ति**” (એક સદ્વસ્તુને–બ્રહ્મ-સ્વરૂપને–વેદવેત્તાઓ બહુ પ્રકારે કહે છે,) એ શ્રુતિમાં કહ્યા

પ્રમાણે આ રુદ્રપૂજામાંના મંત્રોમાં–ગાનોમાં–એકજ રુદ્રને–બ્રહ્મને–સૂર્ય, અગ્નિ અને ઇંદ્રાદિના નામથી વર્ણવેલ છે એમ જાણવું.

છાંદોગ્યોપનિષદ્‌ના પહેલા પ્રપાઠકના તેરમા ખંડમાં સામના અવયવરૂપ સ્તોભ (અર્થરહિત તથા ગાયનની સિદ્ધિરૂપ પ્રયોજનવાળા) અક્ષરોને વિષય કરનારી ઉપાસનાઓનું વર્ણન કરેલું છે, ત્યાં હાઉકાર, હાઈકાર, અથકાર, ઈહકાર, ઈકાર, ઉકાર, એકાર, ઔહોયિકાર, હિંકાર, સ્વર, યા, વિરાટ્ ને હુંકાર એ તેર સ્તોભોની ઉપાસનાનું વર્ણન કર્યું છે.

ઉપર જણાવેલા સ્તોભોનો કોઈ પણ પ્રકારનો અર્થ થતો નથી. સામવેદીય રુદ્રીમાં જે અનેક સ્તોભો આવ્યા છે તેમાંથી હાઉ એ સ્તોભનો અર્થ આશ્ચર્યરૂપ છે એવો થાય છે, અને બીજા **हुवे, हुवे, होवा, हा, हाइ, हेयि ओ** અને **हवौ** ઇત્યાદિ સ્તોભોનો અર્થ ઘણું આશ્ચર્ય છે, અથવા ઘણો આનંદ થાય છે એવો કરી શકાય. જેમ કેટલાક ગરબામાં ને ગરબીમાં તથા દેશીઓમાં રે, લોલ ને જી એવા અક્ષરો આવે છે તેનો કંઈ અર્થ થતો નથી તેમ સામવેદમાંના સ્તોભોનો પણ કંઈ અર્થ થતો નથી. તે શબ્દો માત્ર ગાયનની શોભામાં વૃદ્ધિ કરવામાટે છે.

જેમને સ્વરસહિત સામગાન શીખવાં હોય તેમણે કોઇ સારા વિદ્વાન્‌પાસેથી તે સામગાનો શાખી લેવાં.

આ પુસ્તકમાં કોઇ કોઇ સ્થલે શબ્દની પાછળ જે આવું (ह्–) ચિહ્ન મૂકેલું છે તે અર્ધ અનુસ્વારમાટે મૂકેલું છે. તે સ્થલે આવા (ँ) ચિહ્નમાટે તે મૂકેલું છે એમ જાણવું. ॐ



# ॥ सामवेदीयरुद्र-पूजादि ॥

## मंगलम्

**नमः प्रशांतरूपाय सच्चिदानंदमूर्तये ।**
**परिपूर्णस्वरूपाय नमः शांताय तेजसे ॥ १ ॥**

**ભાવાર્થઃ**-અત્યંત શાંતસ્વરૂપવાળા અને સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ સ્વભાવવાળા પરમાત્માને નમસ્કાર. દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત સ્વરૂપવાળા અને શાંતપ્રકાશવાળા પરમાત્માને નમસ્કાર.

પ્રાતઃકાલમાં વેલાસર ઊઠી, શૌચ, દાતણ, સ્નાન, પ્રાતઃસંધ્યા, પ્રાતર્હોમ, માધ્યાહ્નસંધ્યા, બ્રહ્મયજ્ઞ અને તર્પણથી પરવારી, પછી સામવેદી દ્વિજે કોઇ પણ શિવાલયમાં બેસી, રુદ્રપૂજાદિનો પ્રારંભ કરવો.

રુદ્ એટલે મનુષ્યને રોવરાવનાર અવિદ્યાદિ કલેશો, તેને દ્ર એટલે દૂર કરે છે તે રુદ્ર. તે સગુણબ્રહ્મ વા મહેશ્વર છે. રુદ્રમાં બે દ થવા જોઇએ, પણ દેવોને પરોક્ષ નામ પ્રિય હોવાથી રુદ્દ્રને સ્થાને રુદ્ર શબ્દ થયો છે એમ જાણવું.

હાથપગ ધોઇ, શિખા બાંધી, પૂર્વાભિમુખે કે ઉત્તરાભિ-મુખે દર્ભાદિના પવિત્ર આસનપર સ્વસ્થપણે બેસી, આચમન-પ્રાણાયામ કરી, નેત્રાદિ ઇંદ્રિયોને સ્પર્શ કરી, પોતાના શ્રી-સદ્‌ગુરુને અને શ્રીગણપતિને નમસ્કાર કરી, પછી **ॐ नमो महेश्वराय** એમ બોલી, **શ્રીમહેશ્વરને** ત્રણ વાર પંચાંગ નમસ્કાર કરવા. પછી જમણા હાથમાં રાખેલી તાંબાની કે રૂપાની આચમનીમાં જલ વા જલ, પુષ્પ ને અક્ષત લઇ નીચે પ્રમાણે શ્રીમહેશ્વરની પૂજાદિનો સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीमहेश्वरप्रीतये षोडशोपचारपूजापूर्वकं रुद्राध्यायस्य जपं वा अभिषेकमहंकरिष्ये ॥**

પછી **ॐ नमो भगवते रुद्राय** એ મંત્રવડે શ્રીરુદ્રને નમન કરી હું રુદ્ર છું એમ પૂજા કરનારે પોતાના મનમાં પૂજાના અધિકારમાટે ભાવના કરવી, કેમકે દેવ થયા વિના મનુષ્યથી દેવને પૂજી શકાતા નથી. પછી નીચે જણાવ્યા પ્રમાણે અંગ-ન્યાસ કરી, પછી ષડંગન્યાસ કરવા.

ૐકારના બ્રહ્મા ઋષિ, દૈવીગાયત્રી છંદ ને પરમાત્મા દેવતા છે, અને શિખામાં ન્યાસ (શિખાનો સ્પર્શ) કરવામાં તેનો ઉપયોગ છે. **भूर्भुवः स्वः** એ ત્રણ વ્યાહૃતિઓના અનુક્રમે વિશ્વામિત્ર, જમદગ્નિ ને ભરદ્વાજ ઋષિ, ગાયત્રી, ઉષ્ણિક્ ને અનુષ્ટુપ્ છંદ અને અગ્નિ, વાયુ ને સૂર્યદેવતા છે. **तत्सवि०** એ ગાયત્રીમંત્રના વિશ્વામિત્ર ઋષિ, ગાયત્રી છંદ ને સવિતા

દેવતા છે, અને ગાયત્ર્યસામના પુષ્કલ ઋષિ, ગાયત્રી છંદ ને સવિતા દેવતા છે. શિરનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ–

१ २उ ३क २र १ २ ३१२र ३ १ २ ३१२
ॐ भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
२ ३ १ २ ३ १ २ १ र
धियो यो नः प्रचोदयात् ॥ १ ॥ ॐ तत्सवितुर्वरेणियोम् ।
१ऽऽर र २ २ १र र २ १
भार्गो देवस्य धीमाही २ । धियो यो नः प्रचो १२१२ । हुम् ।
१ १ २ १ १ १
आ २ । दायो । आ ३४५ ॥ २ ॥

**ભાવાર્થ**:—જે સૂર્યદેવ અમારી બુદ્ધિઓને ધર્માદિ વિષયો-માં પ્રેરે છે તે પ્રકાશવાન્ જગત્સ્રષ્ટા સૂર્યના સ્વયંજ્યોતિઃ-સ્વરૂપનું અમે ધ્યાન કરીએ છીએ. ૧–૨

નીચેના **नमस्ते०** એ સામના અગ્નિ ઋષિ, ગાયત્રી છંદ ને અગ્નિ દેવતા છે, અને લલાટનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ–

४ ५ र ४ ५ १ २ १ ^ ३
नमस्तौ । होग्नायि । ॐ जसा३यि । गृणा २ ता २३४
५ १ ७ १ २ १ ^ ३ ५र र
यिद्रे । मा कृष्टया २ः । अमाये ३ः । आ२ मा २३४ औहो-
२ ^३ १ १ १ १
वा । त्रमर्दया २३४५ ॥ ३ ॥

**ભાવાર્થ**:–હે અગ્નિદેવ ! મનુષ્યો શરીરના તથા બુદ્ધિના બલની પ્રાપ્તિમાટે આપને નમસ્કાર કરે છે. હું પણ તે બલ આપવાના સામર્થ્યવાળા આપને નમસ્કાર કરું છું. આપ આપના સામર્થ્યથી અમારા બહારના ને આંતરના શત્રુઓનો નાશ કરો. ૩

નીચેના **રૌરવ** અને **યૌદ્ધાજય** એ બે સામના રુરુ ને ચુધાજિન ઋષિ, બૃહતી છંદ ને સોમ દેવતા છે, અને બંને નેત્રનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ—

२ ३ ३ १ ५ १ ३ ३ ३
पुनानः सोमा३ धारा २३४ या । आपो वसानो अ-
३ २ ३ ^ ३ २ १ २ २
र्षस्या रत्नधा योनिमृतस्यसा २ यिदसायि । ओहा३ उवा
१ ३ ३ ३ २ १ २ २ २ १ २
उत्सो देवो हिरा२३हायि । ओहा२३उवा । ण्यया । औ३-
४ ५ ४ ५ ३ २ २ ४ ५ २ ३
होवा । हो५इ । डा ॥ ४ ॥ पुना३ १ । ना२ः सो । म । धारा
५ १ ३ १ ^ ३ २ ३ ५
२३४ या । आपो ३ । वसा २ । न आ ३४५ । षा २३४ सी ।
२३ १ २ १ २ ३ १ ^ ३ २ ३ ५
आरात्नधाः । यो । निमृता २ । स्यसा ३४५यि । दा २३४ सी ।
२ ^ १ ^ ३ २ ३ ५
उत्सा २ः । दायिवो २ । हिरा ३४५ । ण्या २३४ याः ॥५॥

ભાવાર્થઃ—હે પવિત્ર કરનાર સોમ ! આપ જલોને આચ્છાદન કરતા છતા, પોતાની ધારાથી દ્રોણકલશમાં—એક પ્રકારના યજ્ઞપાત્રમાં—ગમન કરો છો, વળી રમણીય ધનોને આપનાર આપ યજ્ઞના સ્થાનને પ્રાપ્ત થાઓ છો, અને શોભતા છતા દેવતાઓના હિતકારી અને રમણીય થાઓ છો. ૫

નીચેના પ્રાણ અને અપાન એ બે સામના વસિષ્ઠ ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને ઇંદ્ર દેવતા છે, અને નાસિકાનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ—

२ ३ १३ १३ २१ २
हाउ । ३ । आयुः । ३ । सात्यं । ३ । इंद्रं नरो । ने३-
१ २२ ३ ४ ५ २ १२ २१ २ ३ ४ ५
मधि । ता ह वं तायि । यत्पारियाः । युनज । तायिधियस्ताः ।
२२ १२ २ १ २ ३ ४२ ५ २२ १२ २ १२
शूरोनृषा । ता३श्रव । सश्वकामायि । आगोमतायि । व्रजेभ ।
२२ ३४ ५ २२ १२ १२ ३ २
जातुवन्नाः । हाउ । ३ । आयुः । ३ । सात्यं । २ । सत्या
५ २ २ ३ १ १११ २ २ १२ २ २
३४ । औहोवा । इ२३४५ ॥ ६ ॥ हाउ । ३ । आ नो हिय
२ २१ २१ २ १ २२३४ ५ २
। ३ । मनदोहं । ३ । इंद्रं नरो । ने३मधि । ताहवंतायि । य-
१२ २ १ २ ३ ४ ५ २२१२ २ १
त्पारियाः । युनज । तायिधियस्ताः । शूरोनृषा । ता३ श्रव ।
२ ३४२ ५ २२ १२ २ १२ २२ ३ ४ ५ २२
सश्वकामायि । आगोमतायि । व्रजेभ । जातुवन्नाः । हाउ ।
१२ २ २ २ २१ १ ३२ २
३ । आनोहिय । ३ । मनदोहं । २ । मना२३ । दोहा ३४ ।
५२ २ ३ १ १ १ १
औहोवा । इ २३४५ ॥ ७ ॥

**ભાવાર્થ**:-**हाउ** એ **अहो**નું વર્ણનો વિપર્યય થવાથી થયેલું રૂપ છે. તેનો અર્થ આશ્ચર્ય છે એવો થાય છે. જ્યારે યુદ્ધમાં રક્ષાના હેતુભૂત તે પ્રસિદ્ધ કર્મો યોજાય છે ત્યારે સંગ્રામ કરનારા મનુષ્યો સંગ્રામમાં જે ઇંદ્રનું આવાહન કરે છે તે વીર મનુષ્યોના વિભાગ કરીને તેમને જે સ્થાનપર રાખવા જોઈએ તે સ્થાનપર રાખે છે તે આપ અન્ન અથવા બલ પ્રાપ્ત કરવાની

અભિલાષા થયે અમને ગાય આદિ પશુઓથી યુક્ત ગાયોના નિવાસમાં ભાગવાળા કરો. ૬–૭

નીચેના બૃહત્ અને રથંતર એ બે સામના ભરદ્વાજ ને વસિષ્ઠ ઋષિ, બૃહતી છંદ ને ઇંદ્ર દેવતા છે, અને શ્રોત્રનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ—

२र र र र २ २र१र२ १ २ ३

औहोयिन्त्वामिद्धिहवामहा३ ए । सातौवाजा । स्याकारा

५ १ २ ३र४र५ २ १ १ २

२३४ वाः । तु वा ३४ । औहोवा । वृत्रायिषु वायि । द्रासा

१ २ ३ ५ १र र २ ३र४र५

३१ त् । पतिंना २३४ राः । त्वां काष्ठा ३४ । औहोवा ।

१ ४ ५ ५ १

सू२अर्वा २३४ । ताः । उहुवा ६हाउ । वा । हस् ॥ ८ ॥

ભાવાર્થઃ—હે ઇંદ્ર ! સ્તુતિ કરનારા અમે અન્નનું દાન આપવાનિમિત્ત આપનેજ સ્તુતિઓથી પોકારીએ છીએ. હે ઇંદ્ર ! સજ્જનોના પાલક આપનું અન્ય મનુષ્યો શત્રુઓને જિતવાનિમિત્ત આહ્વાન કરે છે, અને અશ્વસંબંધી સંગ્રામોમાં યુદ્ધની ઇચ્છા રાખનારાઓ જય મેળવવા આપનેજ નિમંત્રે છે તેમ અમે પણ આ કાર્યની સિદ્ધિમાટે આપનેજ માનપૂર્વક નિમંત્રીએ છીએ. ૮

२उ३ र र र १ १ २र र २ र

आभित्वा शूरनोनु मोवा । आदुग्धा इव धेनव ईशा

१ ३ २ १ र२ १ ४

नमस्य जगतः । सुवा २३ र्द शाम् । आयिशानमा २३ यिंद्रा

१ २ र ५ ५ १

३ । तास्थू २३४ षा । ओवा ६ । हाउवा । अस् ॥ ९ ॥

**ભાવાર્થઃ**—હે પરાક્રમી ઇંદ્ર ! જેમ દોહ્યાવિનાની ગાય વાછડી કે વાછડાભણી પ્રેમપૂર્વક હુંકાર શબ્દ કરે છે તેમ અમે જંગમ જગતના સ્વામી તથા સ્થાવર જગતના સ્વામી ને સર્વજ્ઞ એવા આપને વારંવાર સપ્રેમ પ્રણામ કરીએ છીએ. ૯

નીચેના સેતુસામના પ્રજાપતિ ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને પરમાત્મા દેવતા છે, અને મુખનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ—

२र  १र र  २  २ १  ५५
हाउ । ३ । सेतूढ्-स्तर । ३ । दुस्त । रान् । ३ ।
१र २र १र र २  २र  २  र १
दा ने नादानं ।३। हाउ ।३। अहमस्मि प्रथम जा ऋता २३
२ १ १ १  २र  १र र  २  २ १  ५५
स्या ३४५ । हाउ । ३ । सेतूढ्-स्तर । ३ । दुस्त । रान् ।३।
१ र २र न १र २  १ र २र  १र  २र  २र  र
अक्रोधेन क्रोधं । २ । अक्रोधेन क्रोधं । हाउ । ३ । पूर्वं दे-
र र  १  २ १ १ १  २२  १र र  २
वेभ्यो अमृतस्यना २३ मा ३४५ । हाउ । ३ । सेतूढ्-स्त-
२ १ १५५  २ १ २  २र  २र
र ।३। दुस्त । रान् । ३ । श्रद्धया श्रद्धाम् । ३ । हाउ । ३ ।
२र २ र  र १  २ १ १ १  २र
यो मा ददाति स इ देवमा २३ वा ३४५ त् । हाउ । ३ ।
१र र  २  २ १  ५५  २ १ रर २  २र
सेतूढ्-स्तर ।३। दुस्त । रान् ।३। सत्येनानृतं । ३ । हाउ
२  १  २ १ १ १ २५५  २र १२
। ३ । अहमन्नमन्नमदंतमा २३ द्मी ३४५ । हाउ३वा । एषा-
२र१२१  १ २  १र २
गतिः ।३। एतदमृतं ।३। स्वर्गच्छ । ३ । ज्योतिर्गच्छ । ३ ।
१रर  २र १र  २ १  १ १ १ १
सेतूढ्-स्तीर्त्वा चतुरा २३४५ः ॥ १० ॥

**ભાવાર્થ**:–અન્નના અધિષ્ઠાતા દેવ કહે છેઃ–હું અન્નદેવ અગ્નિ ને વરુણ આદિ દેવતાઓથી પૂર્વ છું. હું નિશ્ચય વિનાશરહિત ને સત્યસ્વરૂપ પરમાત્માનો સર્વથી પ્રથમ ઉપજનાર પ્રસિદ્ધ પદાર્થ છું. જે પુરુષ અન્નને અતિથિઓને માટે આપે છે તેજ આ પ્રસિદ્ધ રીતિથી સર્વપ્રાણીઓની રક્ષા કરે છે, અને જે પુરુષ લોભયુક્ત થઇ પ્રાણીઓને અન્ન આપતો નથી, અર્થાત્ કેવલ પોતેજ ભક્ષણ કરે છે તે નાનાપ્રકારના અન્નનું ભક્ષણ કરનાર લોભીને હું ( અન્નદેવ ) ભક્ષણ કરું છું, અર્થાત તેવા લોભી પુરુષના સર્વસ્વનો હું નાશ કરું છું. ૧૦

**संतेपयाङ्–स्ति०**—એ મંત્રના સોમ ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને સોમ દેવતા છે, અને જિહ્વાનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ–

१ २ २ १ २ २ १ २ ३ ४ २ ५ २
**ओवा रे ।३। संतेपया । सी३ समु । यं तु वाजाः । सं-**
१ २ १ २ २ ३ ४ २ ५ २ २ १ २ २ १
**वृष्णिया । नी३ अभि । मातिषाहाः । आप्यायमा । नो३ अमृ ।**
२ २ ३ ४ २ ५ २ १ २ १ २ २ ३ ४ ५ १ २
**ताय सोमा । दिविश्रवा । सी३ उत्त । मानिधिष्वा । ओवारे ।२।**
१ ३ ५ २ २ १
**ओरे । वा २३४ । औहोवा । न्य ।३। ॥ ११ ॥**

**ભાવાર્થ**:–હે સોમ ! શત્રુઓનો નાશ કરનારા આપને હોમવામાટે નિયત કરેલ ક્ષીર પ્રાપ્ત થાઓ, હવિષરૂપ અન્ન આપને પ્રાપ્ત થાઓ, અને વીર્ય ( બલ ) પણ આપને પ્રાપ્ત થાઓ, અર્થાત્ એ સર્વને આપ ગ્રહણ કરો. હે સોમ ! આપ

અમરપણામાટે ચારે તરફથી વૃદ્ધિ પામતા છતા, સ્વર્ગમાં અમારે ભક્ષણ કરવાયોગ્ય ઉત્તમ હવિષ્રૂપ અન્નોને ધારણ કરો છો. ૧૧

નીચેના **जराबोध०** એ સામના **અગ્નિ** ઋષિ, ગાયત્રી છંદ ને રુદ્ર દેવતા છે, અને ગ્રીવાનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ-

५ २ ३ ४ ५   १ २ १   २ १   २

**जराबोधोवा । ताद्विविड्वायि । विशायिवा २३ यिशे ।**

२ १२   १२   ७   ४५५ ५ ३२ २

**यज्ञियाया । स्तोमाह्-रुद्रा २३ या । दशीको ३४५ इ । डा ॥ १२ ॥**

**ભાવાર્થ**:—હે સ્તુતિઓથી પ્રજ્વલિત થનાર અગ્નિદેવ ! આપનું આરાધન કરનારી તે તે પ્રજાપર અનુગ્રહ કરવાને, અને યજ્ઞસંબધી અનુષ્ઠાનની સિદ્ધિમાટે આપ યજ્ઞસ્થાનમાં પ્રવેશ કરો. યજમાન પણ જ્વાલાથી ઉગ્રરૂપ ધારણ કરનાર આપની પ્રસન્નતામાં હેતુરૂપ શ્રદ્ધાથી સારી રીતે સ્તુતિ કરે છે. ૧૨

વ્રત અને પક્ષ એ બે સામના **પ્રજાપતિ** ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને ઇંદ્ર દેવતા છે, અને બંને ખભાનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ-

२२   १   २   २२

**हाउ । ३ । हद्-हद्-हद्-हद्- । ३ । हाउ । ३ ।**

२१   २   १   २२३४ ५   २ १२   २ १   २

**इंद्रं नरो । ने ३ मधि । ताहवंतायि । यत्पारियाः । युनजाता**

३ ४ ५ २र१र २ १ २ ३ ४र ५ २र १र
यि धियस्ताः । शूरो नृषा । ता३श्रव । सश्वकामायि । आगोम-
२ १र २र ३ ४ ५ २र १ २
तायि । व्रजेभ । जातुवन्नाः । हाउ । ३ । हद्-हद्-हद्-हद्-
२ ३ २ ३ १ १ १ १ २र
। ३ । हाउ ३ । वा ३ । ई २३४५ ॥ १३ ॥ हाउ । ३ ।
१ १ २ २र २ १ २ १
इहा । हद्-हद्-हद्-। ३ । हाउ । ३ । इंद्रं नरो । ने३मधि ।
२ २ ३ ४ ५ २ १र २ १ २ ३ ४ ५ २र १ २
ताहवंतायि । यत्पारियाः । युनज । तायि धियस्ताः। शूरो नृषा।
२ १ २ ३ ४र ५ २र १र २ १र २र ३ ४ ५
ता३श्रव । सश्वकामायि । आगोमतायि । व्रजेभ । जातुवन्नाः ।
२र १ १ २ २ ३ ३ २ ३
हाउ । ३ । इहा । हद्-हद्-हद्-। ३ । हाउ ३ । वा ३ । ई
१ १ १ १
२३४५ ॥ १४ ॥

આ તેરમા ને ચૌદમા સામનો અર્થ આગળ છઠ્ઠા ને સાતમા સામમાં આવી ગયો છે.

અશ્વી અને વ્રત એ બે સામના બે અશ્વિન ઋષિ, બૃહતી છંદ ને બે અશ્વિન દેવતા છે, અને બાહુનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ-

२र २र २ र र २ १
हो इहा ३ । इहो इहा ३ । ३ । इमाउवां दिविष्टया ओ-
२ २ र २ २ १ २ २ २ २ २ २ २
हाउ । उस्राहवंते अश्विना ओ हाउ । अयं वामह्वसेशची वसू
१ २ २ २ १ २ २२ २ र
ओ हाउ । विशंविशद्-हिगछथा ओ हाउ । हो इहा ३ । इहो

२२ २ २ ५२ २ १
इहा ३ । २ । होइहा३ । ईहो इहा २३४ । औहोवा । ई५
१ २२ ३२ २ १ ३ २ १ ३ २ २ २ २
ही ही ही ही हि ॥ १५ ॥ हो इहा । इहो इहा । ३ । इमाउत्वा
२ १ २ २ २ २ २ १ २ २
हिविष्टया हो हाउ । उस्राहवंते अश्विना हो हाउ । अयं
१ २ २ २ २ १ २ २ २ १ २
वामह्वे वसे शची वसू हो हाउ । विशंविशद्–हिगछथा हो हाउ ।
१ ३ २ १ ३ २ १ ३ २ १ ३ २ ५२ २
हो इहा । इहोइहा । २ । हो इहा । इहोइहा ३४ । औहोवा ।
१
इ २ । ३ ॥ १६ ॥

**ભાવાર્થ**:–હે અશ્વિનીકુમારો ! આ સ્વર્ગલોકને ઇચ્છ-નારી પ્રજાઓ ને ઋત્વિજો પણ વ્યાપકસ્વરૂપવાળા આપ બંનેનું આહ્વાન કરે છે. આ આપનું સ્તવન કરનારો હું પણ હે કર્મને ધન માનનારાઓ ! આપ બંનેનું મારી રક્ષામાટે, અથવા આપ બંનેને તૃપ્ત કરવામાટે આવાહન કરું છું, કારણ-કે આપ બંને આપની સ્તુતિ કરનારી સર્વ પ્રજાની સમીપ જાઓ છો. ૧૬

**इमा: प्रजा:** એ સામના પ્રજાપતિ ઋષિ, યજુષ્ છંદ અને પ્રજાપતિ દેવતા છે.

**मनोजयित०** એ સામના દિશ ઋષિ, અનુષ્ટુપ્ છંદ ને વિશ્વેદેવા દેવતા છે, અને હૃદયનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે:–

२ र १ र १ र १र २ र १
हाउ ।३। इमाः । ३ । प्रजाः । ३ । प्रजापते । होइ । २ ।
१ र २ र २ १ २र १ २ २र १ २
प्रजापते । हा ३१ उ । वा २ । ए । हृदयं । २ । ए ।हृदया३
२ १ र र २ र १ १ १ १ १
१उ । वा २ । प्रजारूपमजीजने३ । इट्इडा २३४५ ॥१७॥
२ र १ २ २ १ २ १ र
हाउ । ३ । मनोजयित् । ३ । हृदयमजयित् । ३ । इंद्रो
२ २ १ २ २ २ २ १ २ २ १ २
जयित् ।३। अहमजैषं ।३। हाउ ।३। यद्वर्चो हिरण्य ।
१ ३ ३ १ २ २ १ २ २ १ २ २ १ २ १ २ १ २ २ १ १ ३ ३
स्या । यद्वा वर्चो गवामु । ता । सत्यस्य ब्रह्मणो व । चाः ।
१ २ २ २ १ २ २ १ २ २ १ २ २ १ २
तेन मासह-सृजाम। सायि। हाउ ।३। मनोजयित् । ३। हृदय-
१ २ २ २ १ २ २ २ ३ ३
मजयित् । ३ । इंद्रोजयित् । ३ । अहमजैषं । ३ । हाउ ३। वा।
२ २ १ २ २ १ २ १ २ २ १ २ २ २ २
ए । मनोजयिद्धृदयमजयिदिंद्रोजयिदहमजैषं । ३ । ए ।
२ १ २ ३ १ १ १ १
अहᳬसुवर्ज्योती २३४५ः ॥ १८ ॥

**ભાવાર્થઃ**—હે પ્રજાપતે ! આ પ્રજાઓ પોતાના હૃદય-માંથી પોતાના હૃદયરૂપ પ્રજાને ઉપજાવતી હવી. ૧૭

ઇંદ્ર મનને જિતતા હવા. તે હૃદયને જિતતા હવા. તે અન્યને જિતતા હવા. હું પણ જય પામતો હવો. જે સોનાનું તેજ છે, અથવા જે ગાયોનું તેજ છે તે સત્યબ્રહ્મનું છે. તે તેજવડે મને યુક્ત કરો. હું સ્વર્ગના પ્રકાશરૂપ છું. ૧૮

**पिबा सुतस्य०**—એ મંત્રના જમદગ્નિ ઋષિ, બૃહતી છંદ ને ઇંદ્ર દેવતા છે, અને પૃષ્ઠભાગનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ-

५ ४ २ ३ ४ ५ १ २ २ १

**पिबा३सुतस्यर्रसिनाः। मत्स्वान इंद्रगोमता २३ होइया।**

२ २ १ २ २ २ २ १ २ १ २

**आपिर्नो बोधिसधमाद्ये वृधा २३ हो इया । अस्माड्–आ**

२ २ १ २ १

**२३ वा। तुतायिधा २३ या ३४३ः। ओ २३४५ यि।**

५

**डा ॥ १९ ॥**

**ભાવાર્થ**ઃ—હે ઇંદ્ર! ગાયના રસવાળા દૂધઘૃતાદિથી યુક્ત અમારા સંપાદન કરેલા સોમનું આપ પાન કરો, ને પીને પ્રસન્ન થાઓ, અને જેમાં દેવતાઓ શીઘ્ર પ્રસન્ન થાય છે એવા યજ્ઞમાં ધનાદિ આપનાર આપ બાંધવ બનતા છતા અમારી વૃદ્ધિને માટે આપ સાવધાન થાઓ. આપના અનુગ્રહ કરનારા વિચારો અમારી—આપની સ્તુતિ કરનારાઓની—રક્ષા કરો. ૧૯

**आजुहोता०**—એ મંત્રના શ્યાવાશ્વ ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને અગ્નિ દેવતા છે, અને નાભિનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ-

४ २ ५ २ ४ २ १ २ १ १ २ २

**आजुहोता। हविषामर्जया २ ध्वा उवार । निहोतारं**

१ ३ २ ३ २ १

**गृहपतिं दधार यिध्वा उवा २३४। इडा ३ ४ स्पदायि। नम-**

२ २ २ १   १ २ १   १ २ १   ४ ५
सारातहाव्यारम् । सापर्यता । याजतंपा २१ । स्तियोवा ।
४   ५
आप्नो ६ हायि ॥ २० ॥

**ભાવાર્થઃ**—હે ઋત્વિજો ! અગ્નિનું આવાહન કરો, ને હવિષ્ આપી તેમને સુખી કરો. દેવોનું આવાહન કરનારા ગૃહ-રક્ષક અગ્નિને ભૂમિની ઉત્તરવેદીમાં પૂર્ણરૂપથી સ્થાપન કરો, ને નમસ્કારપૂર્વક હુતદ્રવ્ય અર્પણ કરવામાં આવ્યું છે એવા તે પૂજનીય અગ્નિની યજ્ઞગૃહોની મધ્યે સારી રીતે પરિચર્યા કરો. ૨૦

आतून० એ પ્રથમના બે સામના ગૌરીવિતિ ઋષિ, ગાયત્રી છંદ ને ઇંદ્ર દેવતા છે, અને ઉદરનો સ્પર્શ કરવામાં તેનો ઉપ-યોગ છેઃ—

५ २ २   २ १   २   १   २ २ १
आतूनआ । द्रक्षुमा २३ ताम् । चायित्रं ग्राभा २३ हृ-
२   १   १   १ २ २ ३   ५   १   १
हायि । संगृरभाया । महाहस्तो २३४ हायि । दक्षारे यिणा-
१   १ ^ ३   ५ २ २   १ २   १
यिना । महा २३ । हारस्ता २३४ औहोवा । दक्षिणे३ना
१ १ १ १
२३४५ ॥ २१ ॥

५ २ २   ४ ५   १ ^ ३   ५
आतून इंद्र क्षुमाऽताम् । चित्रा २हृ—ग्रा २३४ भाम् ।
२ ^ ३   ५   ६ २   १ ^ ३   ५ २ २   १
संगृभा २३४ या । मा२हा ३ । हारस्ता२३४ औहोवा । द-
२ २ ^ ३   १ १ १ १
क्षिणे ना २३४५ ॥ २२ ॥

આ બે સામનો અર્થ આગળ ૨૩-૨૪ સામની નીચે આપ્યો છે.

પછીના એજ બે સામના આકૂપાર ઋષિ, ગાયત્રી છંદ ને ઇંદ્ર દેવતા છે, અને કેડનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે:-

४२२५४ ५ ०५ २१ २ १

आतूनइ । द्रक्षुमाद्दताम् । चित्रं ग्राभद्-संगृभाश्या ।

२१ २ १ २ २ ३ ५ २२१

चित्रं ग्राभद्-सं । गृ । औ३ होइ । भा २३४ या । ऐहोयि ।

१२ २ १ २२१ ३२ ५ ४

महाहस्तीदक्षा २३ होयि । औहो । वाहो २३४ वा । णा ५

५

यिनोद्दहाइ ॥ २३ ॥

५२ २ ०५ २१ २ २ २१

आतून इंद्र क्षुमाद्दताम् । चित्रं ग्राभद्-संगृभाया । चित्रं

२ १ २ ५ ३ ५ २२ १

ग्राभद्-सं । गृ २३ । इं ३४ हा । भा २३४ या । ऐ होयि ।

१२ २ १ २२१ ३२ ५ ४

महाहस्ती दक्षा २३ होयि । औहो । वाहो २३४ वा । णा ५

५

यिनोद्दहायि ॥ २४ ॥

ભાવાર્થ:-હે ઇંદ્ર ! મોટી મોટી ભુજાવાળા આપ અમારા-માટે સ્તુતિયોગ્ય, વિચિત્ર અને ગ્રહણ કરવાયોગ્ય ધનને આપના દક્ષિણ (જમણા) હાથવડે અમારી સંમુખ થઈ ગ્રહણ કરો. ૨૧-૨૪

**સફ** અને **પૌષ્કલ**દેવવાળા સામના **પ્રજાપતિ** ઋષિ, ઉષ્ણિક્ છંદ ને **સોમ** દેવતા છે, અને બંને વૃષણનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ-

२ १ २ ४ ५ २ ^३ ५ २ १ २ २ १ २ १

**पवस्वा३ मधु । मत्ता २३४ माः । इंद्राय सोमा२ । क्रतु-**

२ ४ २ ^ ५ ऽ ऽ २ १ १ २ ४

**वा यित्ता३मो ३ । मा ३२३४ दाः । महायि । त्तुक्षाता३मो३ ।**

२ ५

**मा ३४५ दो६ हायि ॥ २५ ॥**

**ભાવાર્થ**:—હે **સોમ**! અત્યંત મધુરતાથી યુક્ત, બુદ્ધિને અથવા કર્મફલને આપનાર, પૂજનીય, અત્યંત પ્રકાશવાન ને આનંદદાતા આપ ઇંદ્રને માટે મદ ઉપજાવનારા થતા છતા અહીં પાત્રમાં પ્રાપ્ત થાઓ. ૨૫

२ १ २ ४ ५ २ ^३ ५ २ १ २ १ १ २ ^३

**इंद्रमा३च्छसु । ता ई२३४मायि । वृषाणंया । तू हारा**

५ २ १ २ ५ ^०३ २

**२३४याः । श्रुष्टायिजाता । सई२ दा २३४५ वा ६५६ः । सु-**

१ ३ १ १ १ १

**वर्विदा २३४५ः ॥ २६ ॥**

**ભાવાર્થ**:—શીઘ્ર ઉત્પન્ન થયેલો, પાત્રોમાં ઝરતો, સર્વજ્ઞ, લીલાવર્ણવાળો ને સંસ્કાર કરેલો આ સોમ ઇચ્છિતનો વરસાદ વર્ષાવનારા ઇંદ્રને પ્રાપ્ત થાઓ. ૨૬

શ્યાવાશ્વાંધીગુવાળા સામના **શ્યાવાશ્વાંધીગુ** ઋષિ, **અનુષ્ટુપ્** છંદ ને **સોમ** દેવતા છે, અને બે ઊરુનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છેઃ-

३२ ३ ४ ३ ५ २ ४ ४ ५ १
पुरो ३१। जीऽती । वो अ । धा३सः । एहिया । त्नु ।
२ २ २ १ १२ २ १२
तायमादा । यि । त्नवा२ यि । ए हि या२ । अपश्वानद्द-
२ ४ ३ ५ २२ १२
श्वा३थी ३ । ष्टा २३४ ना । ऐहा २ यि । एहिया २ ।
२ २ १२ २ ४ २ ५
सखायो दायिर्घा ३ जी ३ । ह्वा ३४५ योऽहायि ॥ २७ ॥
५ २ २ ५ २१२ २ २ १
पुरो जितीवो४धासाः । सुतायमादा २३ या । हुंमा २१२ ।
१ २ २ २ १ २ २ १ १
त्नवे अपश्वानद्-श्नथिष्टन । साखा३ उवा । यो२दी । र्घा
२ २ १ १ ४ ५ ४ ५
२३जी । ह्वियाम् । औ२३ होवा । हो५इ । डा ॥ २८ ॥

**ભાવાર્થ:**—હે સ્તુતિ કરનારાઓ ! આપ જેની પાસે જય રહેલ છે એવા માન કરવાયોગ્ય સોમના સંસ્કાર કરાયેલા અને અત્યંત મદયુક્ત રસની રક્ષામાટે લાંબી જીભવાળા શ્વાનને દૂર કરો, અર્થાત્ મંત્રોથી પવિત્ર થયેલા સોમને શ્વાન અને રાક્ષસો ઉચ્છિષ્ટ ન કરે તેમ કરો. ૨૭–૨૮

રાજાન અને રૌહિણુના ઇંદ્ર ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને ઇંદ્ર દેવતા છે, અને બંને જાનુનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

१ १ १ ३२ २२ ३२ २२
हुं । ३ । हो । ३ । हद्-। ३ । औहो । ३ । औहोयि
२ १ २ १ २२ ३ ४ ५ १ २ २ १
। ३ । इंद्रंनरो । ने३मधि । ताहवंतायि । ३ । वयोबृहत् । ३ ।

१ ३ २ ३१ २ ३ २ १ ३ २ १ २ ३ ३ ३ ४
विभ्राष्टये विधर्मणे । ३ । यत्पारियाः । युनज । तायि धिय-
५ २ १ २ १ २ ३ १ ३
स्ताः । ३ । सत्यमोजः । ३ । रजःसुवः । ३ । शूरो नृषा ।
२ १ २ ३ ४ ३ ५ २ १ २ २ १ ३
ता३श्रव । सश्वकामायि । ३ । भद्रह्-सुधा । २ । भद्रद्-सुधे
३ १ ३ २ ३ १ ३ २ १ ३ २ ३ ३ ४ ५
षमूर्जं । इषमूर्जं । २ । आगोमतायि । व्रजेभ । जातुर्वनाः
२ १ २ १ २ १ २ १ २
। ३ । बृहद्यशः । ३ । दिविदधे ३ हस् । २ । दिविदधे ३ ।
२ ३ ३ १ ३ ३ ३ ३ ३ ३ २ ३ १ १ १ १
हाउवा । वागीडा सुवो बृहद्भा २३४५ः ॥ २९ ॥

२ ३ १ २ १ २ १ २ ५
हाउ३ । आयिही । ३ आयिहिया ।३। आसाउ ।३। आ
२ १ २ १ १ ३ ३ ३
याम् । ३ । नामाः । ३ । किट् । २ । इंद्रं नरो नेमधिता
१ १ ३ २ ३ १ १ ३ ३ २ २
हवा२न्तायि । यत्पार्या युनजते धिया२स्ताः । शूरो नृषाता
१ १ २ ३ ३ ३ १ १
श्रवसश्वका२मायि । आगोमति व्रजेभ जातु वा२न्नाः । मना
१ १ २ १ १ १ १ ३
२३ होयि । प्राणा २३ होयि । चक्षु २३ होयि । श्रोत्रा-
१ १ ३ १ १ १ १ ३
२३ ह्-होयि । घोषा २३ होयि । व्रता २३ ह्-होयि । भूता
१ १ २ १ १ १
२३ ह्-होयि । पाना २३ ह्-होयि । चित्ता २३ ह्-होयि ।

१२ १ १ १ १२ १

धीता २३ हु–हौयि । सुवा २३ हौयि । ज्योता २३ यिहौर ।

३ ५२ २ ३ १ १ १ १

वा २३४ औहोवा । ऊ २३४५ ॥ ३० ॥

આ બે સામનો ભાવાર્થ પૂર્વના ૬–૭ સામના ભાવાર્થરૂપ છે.

**પ્રથે૦** એ મંત્રના દિશ ઋષિ, અનુષ્ટુપ છંદ અને વિશ્વેદેવા દેવતા છે.

**પ્રતિષ્ઠાસિ૦** એ મંત્રના ઘો ઋષિ, જગતી છંદ ને દ્યાવાપૃથિવી દેવતા છે, અને બંને ચરણનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

२ ३ १ २ १ २२ २२ १ २२

हाउ । ३ । प्रथे । ३ । प्रत्यष्ठां । ३ । हाउ । ३ । यद्वर्चो

१ २ १ १ २३ १ २३ १ ३ २ १ २ १ २ १ २३ १

हिरण्य । स्या । यद्वा वर्चो गवामु । ता । सत्यस्य ब्रह्मणोव ।

१ १३ २३ १ २२ १ २२ १३

चाः । तेन मासदु–सृजाम । सायि । हाउ । ३ । प्रथे । ३ ।

१ २३ २ ३३ २२ १ ३ २३ २२

प्रत्यष्ठां । ३ । हाउ ३ । वा । ए । प्रथेप्रत्यष्ठां । ३ । ए ।

२ १ ३ ३ १ १ १ १ २ १२ २ १

अहहु–सुवर्ज्योती २३४५ः ॥ ३१ ॥ प्रतिष्ठासिप्रति । ष्ठा ।

२ ३ ३ २ ३ ३ २ ३ २ ३ २ २

३ । वर्चोसि मनोसि ऐहि । मन्ये वां द्यावापृथिवी सुभोजसा

२ ३ २ ३ ३ २ २ २ २ ३ ३ २

वैही । ये अप्रथेथाममित मभियोजनामैही । द्यावापृथिवी भव–

२ २ २ ३ २ ३ ३ २ २ २ १३ २
तद्–स्योना ऐही। तेनो मुंचतमद्–हसा ऐही । प्रतिष्ठासिमति।
१ २ ३ २ ३ २ २३ २१
ष्ठा । ३ । वर्चोसि मनोसि ऐही ३ । हाउवा । ए । भूतं ।
२ ॥ ३२ ॥

**ભાવાર્થ:**—હિતકારી સુવર્ણનું જે તેજ છે, જે ગાયનું તેજ છે, અને સર્વને માન્ય સત્યસ્વરૂપ વેદનું અથવા બ્રહ્મનું જે તેજ છે, તેઓ સાથે હું સંબંધ પામવાની પ્રાર્થના કરું છું, અર્થાત હે પ્રભો ! મારાપર કૃપા કરો, જેથી હું ધનવાળો, પશુવાળો, બ્રહ્મતેજવાળો ને વેદોને જાણનારો થાઉં. દ્યુલોકના અને પૃથિવીલોકના અભિમાની દેવો આપ બન્ને સારી રીતે પાલન કરનારા છો એમ હું માનું છું. આપ બન્ને ધન આદિની ચારે તરફથી પુષ્કલ વૃદ્ધિ કરો. હે દ્યુલોક અને ભૂલોકના અભિમાની દેવો ! આપ અમને સુખરૂપ થાઓ. તે દ્યાવાપૃથિવી અમને પાપથી મુક્ત કરો. ૩૧–૩૨

**एषोउषा०** એ મંત્રના ઉષા ઋષિ, ગાયત્રી છંદ ને અશ્વિનદેવતા છે, અને કવચને સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

५३ २ १ ३ २ २ १ २ १ २ २
एषोउषाः । आपूर्विया । व्युच्छति । होवा२हाइ ।
२ १३ २ ३ २ ३३ २ २ १
प्रियादा २३ इवा ३४: । स्तुषा ३४ इवामा ३ । श्विनो २३४
४ ४ ५
वा । बृ५होद्हायि ॥ ३३ ॥

**ભાવાર્થ**:–આ અમારાવડે જોવાતી, સર્વની પ્રસન્નતામાં હેતુરૂપ, પ્રથમ મધ્યમરાત્રિ આદિ સમયમાં નહિ રહેનારી, અને આ સમય પ્રતીત થતી ઉષાદેવતા સ્વર્લોકથી આવીને અંધકારનો નાશ કરે છે. હે અશ્વિનીકુમારો ! આ ઉષાસમયે–પ્રભાતસમયે–આપ બન્નેની હું બહુ સ્તુતિ કરું છું. ૩૩

**आक्रंदय०**–એ મંત્રના **શર્વ** ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને ઇંદ્ર દેવતા છે, અને અસ્ત્રનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

२ २ ३ ३ १ २ १ २ १ १ २

**आक्रंदयो वा । कुरु घोषं महा २ । आन्तारमू । हरी**

२ २ १ २ २ १ २

**इंद्रस्याभियोजया २ । आशूर । मर्मा विधं ददतामन्यो २ ।**

१ २ १ २ २ २ १ ३

**आन्या रम् । शल्यात्मापततु श्लोकमा २३ । आ २ । छा २३४ ।**

५ २ २ १

**औहोवा । अस् ॥ ३४ ॥**

**ભાવાર્થ**:—હે સંકટોને હરનાર પ્રભો ! આપ શત્રુના હૃદયને ભેદી નાંખે એવો મહાન્ શબ્દ કરો, શત્રુઓને પરસ્પર સંહાર કરનારા કરો, શત્રુઓને રુદન કરાવો, અને દિશાઓમાં નિવાસ કરનારા ઇંદ્રના શત્રુઓ સત્વર નાશ પામો. ૩૪

**मानस्तोके०** એ મંત્રના **વસિષ્ઠ** ઋષિ, જગતી છંદ ને રુદ્ર દેવતા છે, અને દિગ્બંધન કરવામાં તેનો ઉપયોગ છે.

**मानस्तोके तनये मान आयौ मानो गोषु मानो अश्वेषु-**

**रीरिषः। वीरान् मा नो रुद्र भामिनो वधीर्हविष्मन्तः सदमित्त्वा हवामहे ॥ ३५ ॥**

**ભાવાર્થઃ**—હે રુદ્ર! અમારા પુત્રને તથા પૌત્રને ન હણો, અમારા જીવનને ન હણો, અમારી ગાયોને ન હણો, અમારા અશ્વોને ન હણો, અને અમારા ક્રોધયુક્ત સેવકોને ન હણો. અમે હવિષ્‌વાળા થઈને સર્વદાજ આપને યાગને માટે આવાહન કરીએ છીએ. ૩૫

એ પ્રમાણે અંગન્યાસ કરી પછી નીચે બતાવ્યા પ્રમાણે ષડંગન્યાસ કરવાઃ—

**भ्राजा०** એ મંત્રના **સૂર્ય** ઋષિ, ગાયત્રી છંદ ને **અગ્નિ** દેવતા છે, **અને** હૃદયનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

२२ १ २र १ २ १र २ २
**भ्राजा । २ । भ्राजा ३१ उ । वाउ । अग्न आयूंषि**
२ १२ २ १२ २ १ २ २२ १ २ २२ १ र २२ १
**पवसे । आसुवोर्जमिषं च नः । आरेबाधस्वदुच्छुनाम् । भ्राजा**
२र २२ १र
**। २ । भ्राजा ३१ उ । वाउ । ए । भ्राज । ३ ॥ १ ॥**

**हृदयाय नमः** એમ બોલી હૃદયને નમન કરવું.

**ભાવાર્થઃ**—હે **અગ્ને**! આપ આપના તેજવડે અમારાં આયુષ્યોને પવિત્ર કરો છો. આપ અમારા માટે બલ અને અન્ન આપો, ને શ્વાનની પેઠે દુષ્ટ રાક્ષસોને અમારાથી દૂર કરો, તથા તેમને પીડિત કરો. ૧

**अबोध्यग्निः०** એ મંત્રના પ્રજાપતિ ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને અગ્નિ દેવતા છે, અને શિરનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

४ ५२ ४ १ २ १ २२ १ २९ २ १ २ २
**अबोधिया । ग्नाईः समिधाजनार२नाम् । प्रताइधे३नूम् ।**
२ २ १२ २ २ १ २ २ १ २९ १२ २ १ २ २ २ १ २
**इवायतीमुषासं । यह्वाई३वा । प्रवार२यामुज्जिहानाः । प्रभाना**
२ २ २ १२ २ १ २ १ २ १
**२३ वाः । सस्रते नाकमच्छ । इडा २३ भा ३४३ । ओ २३४५**
**इ । डा ॥ २ ॥**

**शिरसे स्वाहा** એમ બોલી મસ્તકપર શુભભાવ હોમ્યાની ભાવનાપૂર્વક સ્પર્શ કરવો.

**ભાવાર્થ**:-જેમ અગ્નિહોત્રમાટેની ગાયોને દોવાસારુ વહેલાં જાગ્રત્ થવાય છે તેવી રીતે આવતી ઉષાને-પ્રભાતને-સમયે આ અગ્નિ અધ્વર્યુ આદિની સમિધોવડે સારી રીતે જાગ્રત થયો. હવે જાગ્રત્ થયેલા-પ્રજ્વલિત થયેલા-અગ્નિની જ્વાલાઓ મોટા વૃક્ષની ફેલાતી ડાળીઓની પેઠે પોતાના સ્થાનને ત્યાગતી છતી અંતરિક્ષપર્યંત સારી રીતે ફેલાય છે. ૨

**अदर्दरुत्०** એ મંત્રના ઉરુક્ષય ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને ઇંદ્ર દેવતા છે, અને શિખાનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

४ ५ ४ २ २ १ २ २ १ ५
**अदर्दरूत् । समसृजो विखानि । त्वमर्णा २३४ वान् ।**
२ २ २ १ २३३ २ १ २ ५ २ १ २
**बद्बधानाद्-अराम्णाः । महांता २३४ मी । द्रपर्वतं वियाद्वः ।**

२ १ ३ १ २ १ २ ३ १ २
सृजाद्धा २३४ राः । अवयद्दान । वा २३ न्हा ३४३ नू ।
१ ५
ओ २३४५ इ । डा ॥ ३ ॥

**शिखायै वषट्** એમ બોલી શિખાને સ્પર્શ કરવો.

**ભાવાર્થ**:—હે ઇંદ્ર ! આપે જલથી ભરપૂર મેઘનું વિદારણ કર્યું છે. વળી મેઘમાંથી જલ વહેવાના દ્વારને વિશેષરૂપથી રચેલ છે. અટકી રહેલા મેઘોને વર્ષાવ્યા છે, વળી આપે મોટા મેઘને વિસ્તારેલ છે, ને જલની ધારાઓને છોડી છે, તથા દાનવોનો નાશ કર્યો છે. ૩

**आमंद्रै:०** એ મંત્રના **વામ્ન** ઋષિ, બૃહતી છંદ ને ઇંદ્ર દેવતા છે, અને કવચનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

५२ २ २ ३ २ ३ १ २
आमंद्रैरा । द्रहरिभायियाहि मयूर ३ रोम । भा ३यिः ।
४ ५ ४ ५ २ ३ ५ २ २ १ २
मात्वा कायिचित् । नियेमू २३४ रीत् । न पाशिनाः । अति-
१ २ १ १ ३ ५२ २ ३
धान्वे२ । वताहू—२३ । आ२यिहा २३४ औहोवा । वा
५
२३४ याः ॥ ४ ॥

**कवचाय हुं** એમ બોલી કવચની ભાવનાપૂર્વક શરીરને સ્પર્શ કરવો.

**ભાવાર્થ**:-હે ઇંદ્ર! જેવી રીતે પથિક **મરુ**દેશનું અતિશીઘ્ર ઉલ્લંઘન કરે છે તેવી રીતે આપ આનંદ આપનાર મયૂરના

પીંછાના રોમસમાન વાળવાળા અશ્વોસહિત અતિ ઊતાવળે યજ્ઞપ્રતિ આગમન કરો. આપને આગમનમાં કોઇ પણ પ્રતિબંધકરૂપ ન થાઓ. જેવી રીતે પાશયુક્ત વ્યાધો પક્ષીઓને પકડે છે તેવી રીતે આપને કોઇ વિઘ્ન ન કરો, અને આપ અમારી સમીપ પ્રાપ્ત થાઓ. ૪

**इदं विष्णुः०** એ મંત્રના વિષ્ણુ ઋષિ, ગાયત્રી છંદ ને વિષ્ણુદેવતા છે, અને નેત્રનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

५ ५ १ ^ ३ २ ३ ५ १ २ २
**इदाᳪमे । विष्णु२ः । विचक्रा २३४ मायि । त्रायिधानि ।**
२ १ २ – १ – १ २ १ ^ ३
**दधायिपा १ दा२म् । समू२ह्रो १ । ढा २३ मा३ । स्या२पा**
५ २ २ २ २
**२३४ औहोवा । ए ३ । सुले १ ॥ ५ ॥**

**नेत्रत्रयाय वौषट्** એમ બોલી નેત્રોને સ્પર્શ કરવો.

**ભાવાર્થ:**–ત્રિવિક્રમાવતાર ( વામનાવતાર ) ધારણ કરનારા શ્રીભગવાને આ દશ્યમાન સર્વજગતનું વિશેષપણે ઉલ્લંઘન કર્યું, ત્યારે ત્રણ પ્રકારથી ચરણકમલને સ્થાપન કરતા આ વિષ્ણુના રજોયુક્ત ચરણસ્થાનમાં આ સર્વજગત્ સમ્યક્પ્રકારથી અંતર્ભૂત થયું. ૫

**आवो राजा०** એ મંત્રના વામદેવ ઋષિ, ત્રિષ્ટુપ્ છંદ ને રુદ્ર દેવતા છે, અને અસ્ત્રનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

४२ ५२ २ ४ ३ २ ३ २ ३ ४ ५ १ २२ १
आवो राजा । नमध्व । रस्य रुद्राम् । हो । ता । राम् ।
२ २ २ ३ ४ ५ २ १ १ २ ३ २
स । त्ययजा२म् । रोदसी योः । अग्निंपु । रा । तनयि । त्नो
३ ४ ५ १ २ १ २ १ २ १ २ ४
रचित्तात् । हिरण्य । रू । पा३मव । सा २४२ यि । का२र्णू
५ध्वा ६५६ मू ॥ ६ ॥

**अस्त्राय फट्** એમ બોલી જમણા હાથને પ્રદક્ષિણાની રીતે મસ્તકની આસપાસ ફેરવી, તે હાથની પહેલી બે આંગળીઓ ડાબી હથેળીપર પછાડવી.

**ભાવાર્થઃ**—હે ઋત્વિજો ! અને યજમાનો ! યજ્ઞના અધિપતિ, દેવતાઓને બોલાવનાર, શત્રુઓને રુદન કરાવનાર, આનંદરૂપ સત્યને પ્રાપ્ત કરાવનાર ને સુવર્ણની તુલ્ય પ્રકાશવાન અગ્નિને તમારી રક્ષામાટે વજ્રની સમાન અતિદુઃખદ મૃત્યુની પૂર્વેજ ચારે તરફથી હુતદ્રવ્યના અર્પણદ્વારા આરાધો. ૬

ઉપર પ્રમાણે ષડંગન્યાસ કરી, પછી દશાક્ષરમંત્રથી નીચે બતાવ્યા પ્રમાણે ન્યાસ કરવા.

**ॐ नमो भगवते रुद्राय** એ દશાક્ષરમંત્રના પ્રજાપતિ ઋષિ, વિરાટ્ છંદ ને રુદ્રદેવતા છે, અને મંત્રાક્ષરોવડે મસ્તકાદિનો સ્પર્શ કરવામાં તેનો ઉપયોગ છે.

**ॐ ॐ नमो मूर्ध्नि** એમ બોલી શિરનો સ્પર્શ કરવો. **ॐ नं नमो नासिकायाम्** એમ બોલી નાસિકાનો સ્પર્શ કરવો.

ॐ मों नमो ललाटे[3] એમ બોલી લલાટનો સ્પર્શ કરવો. ॐ भं नमो मुखे[4] એમ બોલી મુખનો સ્પર્શ કરવો. ॐ गं नमः कंठे[5] એમ બોલી કંઠનો સ્પર્શ કરવો. ॐ वं नमो हृदये[6] એમ બોલી હૃદયનો સ્પર્શ કરવો. ॐ तें नमो दक्षिणकरे[7] એમ બોલી જમણા હાથનો સ્પર્શ કરવો. ॐ रुं नमो वामकरे[8] એમ બોલી ડાબા હાથનો સ્પર્શ કરવો. ॐ द्रां नमो नाभौ[9] એમ બોલી નાભિનો સ્પર્શ કરવો. ॐ यं नमः पादयोः[10] એમ બોલી બન્ને પગનો સ્પર્શ કરવો. એ પ્રમાણે દશાક્ષરમંત્રનો ન્યાસ કરી પછી નીચે બતાવ્યા પ્રમાણે શ્રીમહેશ્વરનું ધ્યાન કરવું:–

ध्यायेन् नित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं, रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवराभीतिहस्तं प्रसन्नम् । पद्मासीनं समन्तात् स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं, विश्वाद्यं विश्ववंद्यं, निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रम् ॥ १ ॥

अथात्मानं रुद्ररूपं ध्यायेत्पंचमुखं शिवम् । प्रतिवक्त्रं त्रिनेत्रं च दशहस्तं दशायुधम् ॥ २ ॥ कमंडल्वक्षसूत्रं हि बाणशूलधरं हरम् । दंडं डमरुखट्वांगाभयपात्रं पिनाकिनं ॥ ३ ॥ अष्टसिद्धियुतं सौम्यं सर्वाभरणभूषितम् । नीलग्रीवं शशांकार्धशेखरं स्मितसुन्दरम् ॥ ४ ॥ शुद्धस्फटिकसंकाशं नागयज्ञोपवीतिनं । गज-

**चर्मपरीधानं व्याघ्रचर्मोत्तरीयकम् ॥ ५ ॥ वृषस्कंधसमारूढमु-
मादेहार्धधारिणं । दुर्दंतं कपिलजटं शिखामुद्योतकारिणं ॥६॥
अमृतेनाप्लुतं हृष्टं दिव्यभोगसमाकुलं । दिग्देवतैः समायुक्तं
सुरासुरैर्नमस्कृतं ॥ ७ ॥ शाश्वतं सच्चिदानंदं ध्रुवमक्षरमव्ययम् ।
अजेयममृतं नित्यं सर्वव्यापिनमीश्वरम् ॥ ८ ॥**

**ભાવાર્થ**:-રૂપાના પર્વતની તુલ્ય કાંતિવાળા, સુંદર બીજના ચંદ્રના આભૂષણને ધારણ કરનારા, રત્નના સમાન પ્રકાશયુક્ત અવયવવાળા, પરશુ, મૃગ, વરમુદ્રા ને અભયમુદ્રાને હાથમાં ધારણ કરનારા, પદ્માસને સ્થિતિ કરનારા, ચારે તરફ દેવગણોવડે સ્તુતિ કરાયેલા, વ્યાઘ્રનું ચામડું ધારણ કરનારા, વિશ્વના આદિમાં સ્થિત, જગતને વંદવાયોગ્ય, ભક્તોના સમગ્ર ભયને દૂર કરનારા, પાંચ મુખોવાળા, ત્રણ નેત્રવાળા ને પ્રસન્ન મુખમુદ્રાથી વિરાજમાન **શ્રીમહેશ્વરનું** હું નિત્ય ધ્યાન કરું છું. ૧ સર્વના આત્મસ્વરૂપ, પાંચ મુખોવાળા, પ્રત્યેક મુખે ત્રણ નેત્રયુક્ત, દશ હાથવાળા અને દશ આયુધોને ધારણ કરનારા રુદ્રસ્વરૂપ શ્રીમહેશ્વરનું હું ધ્યાન કરું છું. ૨ કમંડલુ, રુદ્રાક્ષની માલા, યજ્ઞોપવીત, બાણુ, ત્રિશૂલ, દંડ, ડમરુ, ખાટલાની ઈશ ને પાયાજેવું શસ્ત્ર, અભયપાત્ર અને પિનાકનામનું ધનુષ્ ધારણ કરનારા ને સર્વના દુઃખોને હરનારા, ૩ અણિમાદિ આઠ સિદ્ધિઓથી યુક્ત, પ્રકાશવાન્, સર્વ અલંકારોથી સુશોભિત, શ્યામગ્રીવાવાળા, મુકુટમાં બીજના ચંદ્રને

ધારણ કરનારા ને મંદ હાસ્યથી સુંદર, ૪ નિર્મલ સ્ફટિકના જેવી કાંતિવાળા, યજ્ઞોપવીતને સ્થલે સર્પને ધારણ કરનારા, અંધકાસુરનામના હાથીના ચર્મથી ઢંકાયેલા અને વ્યાઘ્રચર્મરૂપ ઉપવસ્ત્રને ધારણ કરનારા, ૫ બળદની ખાંધઉપર સ્થિતિ કરનારા, **શ્રીપાર્વતીને** અર્ધદેહરૂપે ધારણ કરનારા, અભક્તોને ભય ઉપજાવે એવા દાંતવાળા, પિંગલવર્ણ જટાયુક્ત અને પ્રકાશયુક્ત શિખાવાળા, ૬ અમૃતથી ભરપૂર, પ્રસન્નસ્વરૂપ, દિવ્યવૈભવોથી યુક્ત, દિશાઓના દેવતાઓથી યુક્ત અને દેવો તથા અસુરોથી વંદન કરાયેલા, ૭ અનાદિસિદ્ધ, સત્, ચિત્ ને આનંદસ્વભાવવાળા, નિશ્ચલ, અવિનાશી, અવિકારી, કોઈથી જિતી ન શકાય એવા, અમર, સદા સ્થિતિ કરનારા, સર્વવ્યાપક અને સર્વના નિયામક **શ્રીમહેશ્વરનું** હું ધ્યાન કરું છું. ૮

એ પ્રમાણે પોતાના હૃદયમાં વિરાજમાન **શ્રીમહેશ્વરનું** ધ્યાન કરી, ॐ **नमो भगवते रुद्राय** એ મંત્રથી **શ્રીમહેશ્વરને** માનસિક ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય અર્પણ કરી, પછી એક ક્ષણ **શ્રીમહેશ્વરનું** ધ્યાન કરવું. એવી રીતે પાંચ માનસોપચારથી પૂજન કરી રહ્યા પછી નીચે બતાવ્યા પ્રમાણે **શ્રીમહેશ્વરનું** બાહ્ય પૂજન કરવાનો આરંભ કરવો. તે આવી રીતેઃ-કલશમાં **વરુણના** આવાહનથી માંડી ઘંટાપૂજનપર્યંત નીચે બતાવેલા વિધિ પ્રમાણે કરવુંઃ—

**यदा कदा०** એ મંત્રના પજા ઋષિ, બૃહતી છંદ ને **વરુણ** દેવતા છે, અને વરુણનું આવાહન કરવામાં તેનો ઉપયોગ છે.

५ २ १ ^ ३ ५२ २ ३ ५
ॐ यदा कदा । चा२मा २३४ औहोवा । हू २३४ षे ।
२२ १२ २२ १२ १ २२ १ ७
स्तोता जरेत मर्त्तिया३ः । आदिद्वंदे । ता वरुणा २३४ मू ।
३ २ ३ २ १ २२ १ १ ^ ३ ५२ २
विपा ३४ गिरा । धार्त्तारांवी २३ । व्रा२ता २३४ औहो वा ।
३ १ १ १ १
ना २३४५ म् ॥ १ ॥

इति साम्ना वरुणमावाहयामि । वरुणाय नमः । सकल-पूजार्थे गंधपुष्पे समर्पयामि ॥

**ભાવાર્થ**:—જે સમયે હવિષ્ આપનાર યજમાનના યજ્ઞને માટે ઉદ્ગાતા સ્તુતિ કરે તે સમયે પાપોને દૂર કરનાર અને નાનાપ્રકારનાં કર્મોને ધારણ કરનાર વરુણનામના દેવતાની વિશેષ રક્ષા કરનારી સ્તુતિ કરે. ૧

આ સામવડે વરુણનું આવાહન કરું છું. વરુણને મારા નમસ્કાર હો. સર્વ પૂજામાટે ગંધપુષ્પ અર્પણ કરું છું. એવી રીતે કલશમાં વરુણદેવનું આવાહન કરી, તેમાં ચંદન તથા પુષ્પ ચઢાવી, પછી નીચેના મંત્રોથી કલશમાં દેવતાઓનું આવાહન કરવું:—

कलशस्य मुखे विष्णुः कंठे रुद्रः समाश्रितः । मूले तस्य स्थितो ब्रह्मा मध्ये मातृगणाः स्मृताः ॥१॥ कुक्षौ तु सागराः सप्त सप्तद्वीपा वसुंधरा । ऋग्वेदोऽथ यजुर्वेदः सामवेदो ह्यथ-

**र्वणः ॥२॥ अंगैश्च सहिताः सर्वे कलशं तु समाश्रिताः । शांतिः पुष्टिश्च गायत्री सावित्री च सरस्वती ॥ ३ ॥ सर्वे समुद्राः सरितः सरांसि च जलानि च । आयांतु देवपूजार्थं दुरित-क्षयकारकाः ॥ ४ ॥**

**ભાવાર્થઃ**—કલશના મુખમાં વિષ્ણુ છે, કંઠમાં રુદ્ર આ-શ્રય કરીને રહેલા છે. તેના મૂલભાગમાં બ્રહ્મા સ્થિત છે, અને મધ્યમાં માતૃગણો વસે છે. ૧ કલશની અંદર સાત સમુદ્ર અને સાત દ્વીપવાળી પૃથિવી નિવાસ કરે છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ, ૨ સર્વ અંગોની સાથે કલ-શનો આશ્રય કરે છે, અને શાંતિ, પુષ્ટિ, ગાયત્રી, સાવિત્રી ને સરસ્વતી, ૩ સર્વ સમુદ્રો, નદીઓ, તળાવો અને સર્વ પ્રકારનાં જલો પાપોને નાશ કરનારાં થઈ દેવપૂજાને માટે અહીં આગમન કરો. ૪

એ પ્રમાણે કલશપૂજન કરી રહ્યા પછી નીચેના મંત્રથી શંખનું પૂજન કરવુંઃ—

**पाञ्चजन्याय विद्महे पावमानाय धीमहि । तन्नः शंखः प्रचोदयात् ॥ १ ॥**

**ભાવાર્થઃ**-પવિત્ર કરનાર ને પંચજનના શરીરથી ઉત્પન્ન થયેલ શંખને અમે જાણીએ છીએ, ને તેનું ધ્યાન કરીએ છીએ. તે શંખ અમને સન્માર્ગે પ્રેરે છે. ૧

